# પાત્ર પરિચય.

## પુરૂષ વર્ગ.

હરપાલ... ... ...ગરીબ મજુર, ખરો જાગીરદાર
લક્ષ્મણસીંગ ... ...હરપાલનો કાકો, વગર હક્કે થયેલ જાગીરદાર
તેગસીંગ ... ...લક્ષ્મણસીંગનો પુત્ર
દયાળસીંગ ... ...લક્ષ્મણસીંગનો સેક્રેટરી
ઝવેરસીંગ ... ...લક્ષ્મણસીંગના ગામનો પોસ્ટ માસ્તર
ધ્યાનસીંગ ... ...લશ્કરી અમલદાર
તાબસીંગ... ...ધ્યાનસીંગની પલ્ટનમાં અમલદાર
કરલ ફ્રેન્અર બ્રેન...લશ્કરનો ઉપરી
જન્ટ લેંગલી ...લશ્કરમાં ભરતી કરનાર સારજન્ટ

સિવાય અન્ય પાત્રો.

## સ્ત્રી વર્ગ.

સરલા ... ... ...દયાળસીંગની પુત્રી, હરપાલની પત્ની
આશા ... ... ...લક્ષ્મણસીંગની પત્ની
મતા ... ... ...લક્ષ્મણસીંગના મિત્રની પુત્રી. (હાલ લક્ષ્મણસીંગના આશ્રયે)
વી... ... ...ઝવેરસીંગની પત્ની

સિવાય અન્ય પાત્રો.

સ્થળ:—લશ્કરી છાવણી, ગુજરાત અને જાગીરદારની જાગીર.

# ખુલાસો.



"શ્રી આર્ય નીતિ દર્શક નાટક સમાજ"ના નામથી ગુર્જર પ્રજા ભાગ્યેજ અજાણી હશે; તેવી એક ફતેહમંદ સંસ્થાના યશસ્વી હસ્તે, મ્હારો "પવિત્ર પ્યાર" નાટક આજરોજ રજુ થાય છે, એ મ્હારૂં અહોભાગ્ય છે.

આજનો પ્રયોગ, પ્રખ્યાત નવલકથાકાર 'રેનોલ્ડ"ના "સોલ્જર્સ વાઇફ"ની ધરતીપર છે. યુરોપના અને હિન્દના રીત રિવાજમાં ઘણો ફેર હોઇ, ચોકકસ સ્થળે રૂપાન્તરમાં પરિવર્તનમાં કંવું પડયું છે; સારાંશ નાટક માંહેનો રૂચિકર ભાગ, તે મહાશયનો માની, અરૂચિકર ભાગ મ્હારો માનવા પ્રેક્ષકજનોના ચરણમાં મારી વિનંતી છે.

લી० "પ્રજાનો પાગલ."

# પવિત્ર પ્યાર નાટકનો

## સંક્ષિપ્ત સાર.

---

### અંક પહેલો

**પ્રવેશ ૧લો:**-સ્થળ-ખાણ-જાગીરદાર લક્ષ્મસીંગની જાગીરમાં, બાબુ મૃતિકા ભુષણ મહાશયની ખાણ છે; તેમાં બીજા મજુરો સાથે હરપાલ કામ કરતો નજરે પડે છે. (અત્રે યાદ રાખવું જરૂરનું છે કે હાલના જાગીરદાર લક્ષ્મણ સીંગ પોતાના વડીલ બંધુના મરણ પછી તેના છોકરાંને ગરીબ મજુરને સોંપી, અમુક પગાર બાંધી આપી, જાગીરના માલીક બની બેઠા છે; જાગીરદાર લક્ષ્મણસીંગના મોટાભાઇના છોકરો અને જાગીરનો ખરો માલીક, આપણો હરપાલજ છે.) જાગીરદાર લક્ષ્મણસીંગ, તેનો પુત્ર તેજસીંગ, સેક્રેટરી દયાળસીંગ, બાબુ મહાશય, તથા ગામના અન્ય ગ્રહસ્થો આજે ખાણ જોવા પધાર્યા છે, તેમને સર્વ મજુરો માન આપે છે. હરપાલ પોતાના કામમાં લીન હોવાથી તેઓને જોઈ શકતો નથી; જાગીરદારના સ્ટાફને આથી ખોટું લાગે છે; હરપાલને સુચના; ગરીબ પણ લોહીનો ખાનદાન, હરપાલ સાચો ખુલાસો કરે છે. જાગીરદારનો પુત્ર

તેગસીંગ તેથી છેડાઇ પડે છે; જરદાર અને ગરીબ વચ્ચેનો તફાવત રજુ કરે છે. અહીં હરપાલ, ખુલ્લા શબ્દોમાં જાગીરદાર પુત્રની જડતી લે છે; તકરાર વધુ ગંભીર બને છે; બાબુ મહાશય, હરપાલને એ માટે બરતરફ કરે છે, જેથી શ્રીમંત ખુશી થાય છે! સોનું જવું. હરપાલની મનોવ્યથા બોલી ઉઠે છે કેઃ—

"એ પ્રભુના બાળક, અને હું પ્રભુનો વૈરી હતો?
ધન્ય ઇશ્વર ધન્ય! તારે દ્વાર આ કીસ્સો થતો."

સરલા, જે જાગીરદાર લક્ષમણસીંગના ખાનગી સેક્રેટરીની પુત્રી છે, અને તે હરપાલને ઘણા વખતથી ચહાય છે, તેનું આવવું! બે પ્રેમી હૃદયની મુલાકાત; અર્થાત હરપાલ અને સરલાનો "પવિત્ર પ્યાર" જાગીરદાર પુત્ર તેગસીંગ પણ સરલાપર મરે છે, તેનું અચાનક આવવું; દ્રવ્ય જોઇ ઉશ્કેરાવું; સરલાને પ્રશ્ન; સરલાના ખુલ્લા જવાબ; તેગસીંગનો કોપ; હરપાલનું અપમાન કરવા જતાં હરપાલને ઉશ્કેરી મુકે છે, છતાં શાન્ત હરપાલ નાંખતી કરે છે, તેગસીંગ ખુલ્લી તલવારે ધસે છે; હરપાલ તેને મ્હાત કરે છે.

ટેબ્લો



પ્રવેશ ૨ જો:-સ્થળ, પોસ્ટમાસ્તર ઝવેરસીંગનું મકાન—ચડતીની ચાબુતરી કરતો ઝવેરસીંગ અને તેની પત્ની રણુદેવીનો વિવાદ, ગૃહ કલહનો ચિતાર, બાદ લશ્કર માં સેનીકની ભરતી કરનાર સારજન્ટનું આવવું, ઝવેરસીંગની તેમાં મદદ, હરપાલ જેને ખાણુના કામમાંથી રજા મળી છે, તે ધંધાની શોધ માટે અહીં આવે છે, ઝવેરસીંગ તેને સલાહ આપી લશ્કરમાં દાખલ થવા કહે છે, રોજી વગરનો બેકાર હરપાલ સાત વરસના કરારે લશ્કરમાં જોડાય છે. ઝવેરસીંગ તેને ભાવિ આફત અને ઉન્નતિ સમજાવે છે, બાદ જાય છે. હરપાલના અંતરોદ્દગાર ! સરલાનું મીલન, હરપાલ તેને ભુલી જવા કહે છે, સબબ કે પોને હવે તેને નીભાવવા અશકત છે, "હરપાલના દીન ઉદ્દગાર" "સરલાની ઉંચ્ચ ભાવના" હરપાલને સાચી આશા આપી, એક "પવિત્ર પ્યાર"ની પુજારી આર્ય સન્નારી "પવિત્ર પ્યાર"ના સુવર્ણ મંદિરપર, નીતિ અને ઉદારતાની ઉજવળ પતાકા ચઢાવે છે, બે પ્રેમીની જુદાઈનું ચિત્ર.

પ્રવેશ ૩ જો-સ્થળ-તેગસીંગનું એકાન્ત ભુવન.

સરલાને હાથ કરવા આકાશ પાતાળ એક કરી રહેલ તેગસીંગ, સરલાના પીતા દયાળસીંગની એક નબળી સ્થીતી ને મેળવે છે ! કામદાર દયાળસીંગે હિસાબમાં દસ હજારનો ગોટાળો કર્યો છે, તે તલવારે-તેગસીગને મ્હાત કરી એકજ

અઠવાડીયમાં સરલાનાં લગ્ન પોતાની સાથે કરી લેવાની બાજી ખેલે છે. દબાયલો પણ દુનિયાનો અનુભવી દયાળ સીંગ વખત વરતી લઇ કબુલ થાય છે; અને છુપાં લગ્ન કરવાની ગોઠવણ માટે, અમૃતસર પોતાના મીત્રપર કાગલ લખે છે. (છુપા લગ્ન કરવાનું કારણ એ કે, જાગીરદાર લક્ષમણસીંગ, સરલા જેવી એક નોકરની પુત્રીને પુત્રવધુ તરીકે કદાપિ નહીં સ્વીકારે એવી બંનેની ખાત્રી છે.) દયાળસીંગનું જવું, તેગસીંગના ખુશાલીના મનોદ્‌ગાર, જવું.

**પ્રવેશ ૪ થો; સ્થળ મહાલય**—તેગસીંગ અને જાગીરદારનું આવવુ, તેગસીંગને લશ્કરમાં સારી જગ્યા મળ્યાના સમાચાર; તેગસીંગને આજેજ રવાના થવાની સલાહ. તેગસીંગની ખુશાલી કે, સરલા મારી થશે અને બાપની નજરથી છુપા તેની સાથે રહેવાશે; આશાદેવી !! પુત્ર વિયોગ માટે અધિરાઈ, જાગીરદારે કરેલું શાન્તવન, આશાદેવી તેગને વિદાયગીરી માટે લઇ જાય છે. ઝવેરસીંગનું આવવું, દયાળસીંગે લખેલો પત્ર જેણે મેળવીને હકીકત જાણી છે, તે વાત જાગીરદારને કહેવ; જાગીરદાર, સરલા અને હરામી પુત્ર તેગસીંગના લગ્ન નામંજુર કરે છે અને ઝવેરસીંગને લગ્ન રોકવા કહે છે. ઝવેરસીંગ !!! બેવડી રમત, જવું, જાગીરદારનો મનઃસ્તાપ ! પોતે કરેલ પાપ, પોતાનેજ નડશે, એ બાકનો સંતાપ, (જવું.)

પ્રવેશ ૫ મો, સ્થળ, લશ્કરી છાવણી પાસેનો ખાનગી બંગલો—સુબેદાર ધ્યાનસીંગ અને તેના સહકારી અમલદારો આનંદમાં મસ્ત છે; તેગસીંગનું આવવું, અરસ પરસ ઓળખાણ, જમાનાનો ખાધેલ ધ્યાનસીંગ, તેગસીંગ જેવા શ્રીમંતના પુત્રને સાધવા યત્ન કરે છે; ઉડાઉ તેગની ઉદારતા, બાદ સારજન્ટ નવા સૈનીકો હાજર કરે છે; નસી બનો ખેલ, એવો ખેલાય છે કે સાત વરસને માટે લશ્કરી નોકરી સ્વીકારી બેઠેલો હરપાલ, અહીં તેગસીંગવાળી રેજીમેન્ટમાં જોડાય છે; બે શતરૂઓ કફોડી હાલતમાં મળી જાય છે; ચાલાક ધ્યાનસીંગ મામલો ચેતી જાય છે, તે તેગસીંગનો તરફદાર બની હરપાલનો વિરોધી બને છે, હરપાલની મુસીબતો અહીંજ શરૂ થાય છે હરપાલને પહેલેજ દીવસે શિક્ષા, સોનું જવું.

પ્રવેશ ૬ ઠ્ઠો-રસ્તો-ઝવેરસીંગે આવી હરપાલને, સરલા અને તેગસીંગના લગનના ખબર દેવા, હરપાલ ઉશ્કેરાય છે, બેડી તોડી પહેરેગીરની બંદુક ઉઠાવી લગ્ન રોકવા મેદાનમાં પડે છે.

પ્રવેશ ૭મો, સ્થળ વિહારસ્થાન-જાગીરદાર લક્ષમણ સીંગની પાલક પુત્રી મમતા અને સખીઓની મીઠી મશ્કરી, જાગીરદારની મરજી મમતાને પોતાના પુત્ર તેગસીંગ સાથે પરણાવવાની છે, તે ચર્ચા! (જાગીરદાર પોતાના મિત્ર

લાલસીંગની પુત્રીને પ્રાણથી વધારે ચાહે છે, તે પોતાની પુત્ર બંધુ બને એ એની મોટામાં મોટી આશા છે. જ્યારે તેગસીંગ, સરલાનો પુજારી છે.) જાગીરદારનું આવવું, મમતા સાથે વાતચિત. સરલા અને તેગસીંગવાળી બાબતના ખુલાસા માટે તેગસીંગને તારથી બોલાવ્યો છે, તેનો જવાબ લઈને મેજર મહતાબસીંગ આવે છે, જાગીરદારના કોપનો પહેલો શિકાર દયાળસીંગ થાય છે, દયાળસીંગ બરતરફ થાય છે; અને તાકીદ મળે છે કે એ લગ્ન રોકવાં, બાદ તેગસીંગનું આવવું, જાગીરદારનો ઉગ્ર કોપ, ઉદ્ધત છોકરાના ઉદ્ધત જવાબ, જાગીરદાર ભયંકર ચેલેન્જ કરે છે, તેગસીંગ ડોન્ટકેર કરે છે, પીતા પુત્રનો વિખવાદ, જાગીરદારે ગુસ્સામાં જવું, તેગસીંગ આ ઘરકંકાસનું કારણ મમતા છે, એમ માને છે, તેનાપર હુમલો. તેજ વખતે મહતાબનું આવવું. "ખરા મરદ અને ખોટા મરદની પ્રકૃતિ" મહતાબ એક બાળાને બચાવે છે, તેગસીંગ શરમાઈને મહતાબ સાથે જાય છે, અહીંજ મમતા, મહતાબને વખાણની નજરે જોતી થાય છે, અર્થાત કુંવારી કન્યાના હ્રદયમાં મહતાબની મુર્તિ સ્થાન મેળવે છે.

**પ્રવેશ ૮ મો**, સ્થળ, ઝવેરસીંગનું **મકાન**—બરતરફ થયેલ દયાળસીંગ, ઝવેરસીંગનેજ બધા અનર્થનું મુળ માનીને તેની સાથે આથડે છે, પણ આ બાજુ ઝવેરસીંગ બત્રીસે

લક્ષણે પુરો છે તે ઉલટો દયાળસીંગને ભારે પડે છે, વિવાદ વખતેજ તેગસીંગ આવી ચડે છે, લાચારીથી ઝવેરસીંગને પણ છુપા સંકેતમાં દાખલ કરે છે, પોતાના બાપના ગુસ્સાને તેગસીંગ ગણકારતો નથી. લગ્ન કરવાની ચોકકસ બાબત નકકી થાય છે. ઝવેરસીંગનું મ્હોં લાંચથી બંધ કરાય છે; એટલે કે ઝવેરસીંગ પણ સામીલ થાય છે, ઝવેરસીંગનો આનંદ, રણદેવીની રડારોળ!

પ્રવેશ ૯ મો, સ્થળ ગુપ્ત ગાર—દયાળસીંગે ઇચ્છા વગર હાજર કરેલી ગરીબ સરલાનો હૃદયભેદક વિલાપ, દયાળસીંગ, તેગસીંગ, અને ઝવેરસીંગ તેને પરાણે પરણાવવા ફરજ પાડે છે. "પવિત્ર પ્યાર"ની પુજારી સરલા ઘણોજ ઇનકાર કરે છે, પણ આખરે તે એક અબળા, એટલે ફરજીયાત લગ્નને આધિન થવાની તેને દુઃખભરી સ્થીતિમાં ફરજ પડે છે, લગ્નની તૈયારી, એજ વખતે હરપાલનું આગમન, લગ્નમાં વિઘ્ન, બે પ્રેમીનો અચાનક મેળાપ, સુખના ઝાંખા પ્રકાશ વખતેજ, લશ્કરી માણસો આવીને હરપાલને ન્હાસી જવાના આરોપસર કેદ કરે છે. "દયાજનક દ્રષ્ય."

ટેબ્લો



ડ્રોપ

# અંક ૨ જો

**પ્રવેશ ૧ લો, સ્થળ, મમતાનો આવાસ—** મહુતાબસીંગને જોયા પછી, તેને ચહાતાં શીખેલી, મમતાને સખીઓ બનાવે છે, બાદ મહુતાબનું આવવું, અત્રે આવવાનું કારણ એ છે કે તે દયાનસીંગ તરફથી તેગસીંગની ત્હેનાતમાં અપાયલો છે, મમતા અને મહુતાબનું પ્રેમાકર્ષણ, સખીઓની ગમ્મત, તેજ વખતે તેગસીંગનું આવવું, સરલાના પ્યારમાં નિરાશ થયેલો તેગસીંગ, હવે મામલા પરજ મદાર બાંધે છે, જયારે મમતાનો માર્ગ પણ જુદો થયો છે, તેગસીંગની નાલાયક ચાલને, મમતા સખત શબ્દો માં વખોડી કાઢે છે, તેગસીંગનો કોપ, મમતાને ભયંકર ભવિષ્યની ચેતવણી આપતી વખતેજ જાગીરદાર આવે છે, પોતાના નાલાયક પુત્રને ઉતારી પાડે છે, તેગસીંગ હવે તદ્દન નફટ થાય છે, બાપને ન છાજતા જવાબ, જાગીરદાર તેને સદાનો તજે છે.

**ટેબ્લો.**

---

**પ્રવેશ ૨ જો, સ્થળ, ઝવેરસીંગનું મકાન—** ઝવેરસીંગની મનેસ્થિતિ, ધનકીનું આવવું, ઝવેરસીંગના અવળી ભરી ચોરીઓ, જાગીરદારના કામદાર દયાળસીંગપર આવેલ

એક પત્ર તે ફોડી હરપાલ ખરો જાગીરદાર છે તે વાત જાણે છે, જાગીરદારે પોતાના મોટાભાઈનો હકકદાર પુત્ર મુઓ છે, એવી ઉડાવેલી વાત ખોટી છે, એમ હકીકત જણાતાં ઝવેરસીંગ હદ વગરનો ખુશી થાય છે, કારણ કે જાગીરદાર જેવા પૈસાદાર પ સેથી, મન માનતો લાભ મેળવી શકાશે, જાગીરદારને બોલાવી મગાવવો, બે ચાલાક ચોરોની ચાલાકી ભરી વાતચીત, છેવટે જાગીરદારને મ્હાત થવુંજ પડે છે, એ માટે કે, ઝવેરસીગ તમામ બીના જાણી ચુકો છે, અરસપરસ સુલેહ, ચોરનો મદદગાર ચોર, જાગીરદારનો પસ્તાવો, "પાપનો ડંશ"

**પ્રવેશ ૩ જો, "સ્થળ-લશ્કરી છાવણી"**—કેદ પકડાયલા હરપાલની તપાસ માટે ખાસ સભા, લશ્કરી કોર્ટ, મહતાબસીંગ હરપાલનો બચાવ રજુ કરે છે, પણ જયાં ધ્યાનસીંગજ તેગસીંગનો તરફદાર છે, ત્યાં બચાવ કયાંથી ટકે? હરપાલ સરલાની બાબત એ માટે છુપાવે છે કે, તેને હાજર કરવાથી પણ એક તરફી ન્યાય અટકે તેમ નથી. ગુન્હાનો એકરાર, સજા મુકરર થવી, "પચાસ ફટકા બાંધીમારવી સજા, મહતાબનો નિરોધ, ધ્યાનસીંગનો ક્રોધ, મહતાબ બરતરફ થવો, સજાનું હૃદયભેદક દ્રષ્ય.

ટેબ્લો

**પ્રવેશ ૪ થો, સ્થળ–રસ્તો.**

આડોશી પાડોશીના દળણાં દળીને દીવસો ગુજારતી સરલા, પડોશણની મારફત સજા સાંભળે છે, દુઃખી દારાની સંપૂર્ણ દુઃખી હાલત, તેગસીંગનું આવવું, પ્રેમની માંગણી, આનાકાની, તેગનું ઉશ્કેરાવું, મહતાબસીંગનું આગમન, સરલાને બચાવી હરપાલ પાસે લઇ જવી.

**પ્રવેશ ૫ મો, સ્થળ–ઝવેરસીંગનું મકાન**—ઝવેરસીંગ અને રણદેવીના હૃદયની ભિન્નતાના ચિતાર, હીણાયલા તેગસીંગનું આવવું, રણદેવીપર બદનજર, જયસેકો "તયસા" રણદેવીની એ મરજીજ હતી કે, આવો કોઈ આશામી મળે તો ચાલી જવું, બેઉનું નાસી જવું, બાદ ઝવેરસીગનું આવવું. સર્વ હકીકત જાણીને તપી જવું, મજબુત હાથે વેર લેવાનો ઠરાવ.

**પ્રવેશ ૬ ઠો, સ્થળ–જાગીરદાર લક્ષ્મણસીંગનું એકાન્ત ભુવન**—એક ઘોર પાપ કર્યા બાદ, પસ્તાવાને પંથે પડેલા દુઃખી આત્માનો નિદ્રાને માટે ટળવળાટ, ઝવેરસીંગનું આવવું, મારી સ્રીને તમારા પુત્રે નસાડી તો "માણસ સાટે માણસ" એટલે તમારે આશરે ઉછરેલી છોકરી મમતા મને આપો, એવી બેશરમ માંગણી, જાગીરદારનો કચવાટ, "ઝવે·સીંગનો હઠ" એજ વખતે ધ્યાન

સીંગનું આવવું, જાગીરદારે સર્વ વાત જાણવી, એક તરફ કુપાત્ર પુત્રની બળતરા, બીજી બાજુ કુલની આબરૂની પીડા, ત્રીજી તરફ મીત્ર પુત્રી મમતાનો ભવ બળવા તૈયાર થયો છે, ને ચોથી બાજુ મનનો પસ્તાવો, જીવનને ઝેર કરી રહયો છે, સર્વથી બચવા માટે જાગીરદાર આત્મહત્યા કરે છે.

ટેબ્લો.

---

ડ્રોપ.

---

# અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો, સ્થળ દવાખાનું—બીમાર હરપાલની સારવાર કરતી સરલા અને મદદગાર મહતાબ પાસે ડાકટર લોહી ઓછું પડવાની વાત રજુ કરે છે, બીમારના શરીરમાં જો બીજુ તાજું લોહી દાખલ કરવામાં નહીં આવે તો કેસ બગડવા સંભવ છે.

ઉદાર મહતાબસીંગની ઉદારતા, પોતે પોતાનું લોહી દેવા તૈયાર થાય છે, પણ સરલા પોતાના પતીને પોતાનુંજ રૂધીર આપવા આગ્રહ કરી સર્વને તટસ્થ બનાવે છે.

પવિત્ર પ્યારની પરિસીમાં.

ટેલો.

**પ્રવેશ ૨ જો, સ્થળ-ઝવેરસીંગનુ મકાન**—જાગીરદારના મરવાથી નારાજ થયેલ ઝવેરસીંગ પત્ની વીરહમાં, તેજ વખતે મહતાબસીંગ વારંટ સહ આવી મુદ્દા માલ સાથે ઝવેરસીંગને પકડે છે, ઉપરી પાસે રજુ કરી કોર્ટની બેઠક સુધી પોતાના ચાર્જમાં રાખે છે, (અહીં એ ખુલાસો ઠીક છે કે તેગસીંગ નાસી જવાથી મહતાબ ફરી નોકરી પામ્યો હતો.)

**પ્રવેશ ૩ જો, સ્થળ-ડાક બંગલો**—જાગીરદારની નોકરીથી બરતરફ થયા બાદ, દયાળસીંગ અહી મુસાફરી બંગલાની વ્યવસ્થાપર નોકર છે, તેજ બંગલામાં નાસી આવેલ તેગસીંગ અને રણદેવી ઉતરે છે, અરસપરસ ઓળખ, ત્રણ પાપી આત્માની રકઝક, વિવાદ વધી પડતાં તેગસીંગને હાથે દયાળસીંગ અને દયાળસીંગને હાથે તેગ સીંગ મરાય છે, રણદેવીનો ગભરાટ. પસ્તાવો, તેજ વખતે હવાફેર માટે આવેલ હરપાલનું આવવું. દ્રશ્ય જોઈને ચકિત થવું, ધ્યાનસીંગનો છાપો, રણદેવી ગભરાટમાં હરપાલને ખુની તરીકે ઓળખાવે છે, હરપાલ કેદ.

ટેબ્લો.

---

પ્રવેશ ૪ થો, સ્થળ-જાગીરદારનું મકાન—છતી શ્રીમંતીયે દીનવસ્થામાં આવી પડેલી આશાદેવીને મમતા શાન્તવન આપી જાગીરદારે મરણ સમયે કરેલો એકરાર સમજાવે છે, મહતાબ મારફત હરપાલને ખબર આપી તેની જાગીર લેવા વિનંતી કરે છે, મહતાબ વસ્તુ સ્થીતિથી જ્ઞાત કરી મીત્રને બચાવવા જાય છે, ભાવી પતી પત્નીના ઉચ્ચ આશયો.

પ્રવેશ ૫ મો, સ્થળ-ન્યાયની સભા, કોર્ટ—સર્વ ભેદ જાહેર થઇ હરપાલ નિર્દોષ ઠરે છે, મહતાબ ધ્યાન સીંગને મ્હાત કરી મીત્રને બચાવે છે, ધ્યાનસીંગ બર તરફ, અંબરસીંગને શિક્ષા, અને રણુદેવીને ઠપકો.

બાદ મહતાબસીંગ, હરપાલ એજ ખરો જાગીરદાર છે એમ જાહેર કરે છે.

જનરલને હાથે હરપાલને સન્માન, હકકદારને હકક મળ્યો, મમતા અને મહતાબના લગ્નના ઉછળતા આનંદપર પ્રયોગ પુરો થાય છે.

ૐ શાંતિ! શાંતિ!! શાંતિ!!!

**સમાપ્ત.**

# જરા ધ્યાન આપશો કે ?



આપના તપેલા મગજને શાન્ત કરવા, બદહજમી નાબુદ કરવા અને વધુમાં શરીરને સુધારી પુરતી તંદુરસ્તી મેળવવા માટે સોડા, લેમોનેડ, સ્વીટ સોડા, રોઝ, પીકમીઅપ, જીંજર, રાસ્પબરી વિગેરે સ્વચ્છ અને ઠંડા પીણાઓ પીવા

# ક્યાં જશો ?

ગભરાઓ નહી ? ગભરાઓ નહીં !

નીચેના ઠેકાણે આપને સંપૂર્ણ સંતોષ મળશે.

**મહમદભાઇ મુસાભાઇ તારવાલા.**

ઠે. મોટી ઘડીયાળ પાસે, અજાયાની વાડી સામે

જંગી સોડાવોટર ફેક્ટરીમાં

સુરત.

શ્રી.

# પવિત્ર પ્યાર નાટકનાં

## ગાયનો.

૧

બાળાઓ:-

ગૌરી સુત ગજાનન, સ્હાય થાઓ ગજવંદન,
રિદ્ધિ સિદ્ધિ તવચરન..................ગૌરી૦
વિઘ્ન હર તુજ પદકમલ, અવિચળ અચળ સુખદાયક;
સુખદ મંગલ કાર્ય કર ફલદાઇ શ્રી જગનાયક;
નમન હો તવ ચરણુમાં.................ગૌરી૦



## અંક પહેલો.

૨

બાળાઓ:-

તેજ પુંજ શીલવાન આર્યની સન્નાર,
ધન્ય ધન્ય હીં રમાના અવતાર;

ગંગ નીરથી પુનિત સર્વ જીવ થાય છે,
સતીત્વ તેજનો પ્રકાશ સર્વ સ્થાન જાય છે;
સુશીલ સ્નેહધારી પુનિત હિન્દનારી,
પ્રકાશી દિવ્ય જ્યોત કરતીએ ઉજવળ સોસ્થાન
—ધન્ય૦

૩

**સરલા**:-સાહ્યબીના કેફમાં ભૂલી જતા જરદાર એ,
કે સુખ સાચું તો રહેલું ગરીબોને દ્વાર છે;
સ્નેહીઓ સ્નેહમાં સદાય રહે સુજાણ;
**હરપાલ**:-પ્રેમદા પામ્યો હું સ્વર્ગ સુખ લ્હાણુ....સ્નેહીઓ૦
**સરલા**:-અંતરની પ્રીતિનાં આપ્યાં એંધાણુ,
**હરપાલ**:-શ્યામા સુખદાતા છું ત્હારો વેચાણુ;
**સરલા**:-દૈવી દીલદાર પ્રીય પ્રાણુ સાજના....સ્નેહીઓ૦

૪

**રણુદેવી**:-
હાય મારૂં જોબનીયું જાય ચાલી,
જાય ચાલી રે' પ્રેમહિન માળી,
ઘણી મળ્યો છે મવાલી, દીયે છે હાથ તાળી-હાય૦
માબાપે હાથ સોંપ્યો રસહીણા લાલનેરે,
મુજને એકલડી મૂકી વાંચે ટપાલનેરે, બાળે જંજાળએરે,
હાય લટકતી રાખી રોયે લલના લટકાળી-જાય૦

૫

**રણુદેવી**:—રંગભીના રસીકવર છેલા સાજન મતવાલા,
**ઝવેરસીંગ**:—ખેલ ખેલો પીટાશે પીંજારા રોશે રૂવાળા;
જાતાં જોબનીયાં રહી જાશે, મનમાંહી મોંઘેરા ઉફાળા—
કોલાબાના લેટર સર્વે જાય ભલે નાતાલમાં,
**રણુદેવી**:—જો જો એવું જેલ જવાનું સાહસ કરતા વા'લમાં
**ઝવેરસીંગ**:—પંજાબમેલ કરતાં છે ફાસ્ટ મારી શાખ,
દીલજાન ચેક આપું ઉડાવ એક લાખ;
**રણુદેવી**:-પ્રેમ નેમમાં પ્રવીણ આપછો લ્હેરીલાલા-રંગભીના૦

૬

**સરલા**:-કૃપણ દ્રવ્ય ભોરીંગ મણી સિંહ મુછ સતાનાર,
સદા એક ટેકી રહે જયમ કેળ ફળે એકવાર;
મારા મન ઉપવનના વાસી મીઠા મોરલા હોરાજ,
મારા મોહનવર સરતાજ કે દાસી ચરણે ગરીબનવાજ;
મન મંદીરીયાં ઉજવળ કીધાં...................
શ્યામ સલુણા પ્યારા સુંદર સાજના હોરાજ;
**હરપાલ**:-રમ્ય રસીકા તું રસભીની ટેક ધારી છે તું તપસ્વીની,
**સરલા**:-માનસસર વસનારા મારા હંસલા મહારાજ-મારા૦

૭

**કંચનીઓ**:-ઝુમઝુમ બાજેરે ઝાંઝરના મોરા પરણ્યો **જાગી જાય,**
પરણ્યો જાગી જાય, મોરો હીરદોતો ગભરાય—

( શએર )

શરાબે મસ્ત મતવાલે, સભી તૈયાર બયઠે હય,
ઇધર દોચાર બયઠે હય, ઉધર દોચાર બયઠે હય;
ડરકી મારી ધરકે ગગરી, ચલી પાનીકે ઘાટ,
લાડો મોરો રાતોપીળો હોકે દેખે વાટ....ઝુમ૦

( શએર )

અગરજો જોર અત્રસા દોઘડી જ્યાદા શરૂ હોગા,
દીવાને એકદો બેશક ખુદાકી રૂબરૂ હોગા;
નહી મથરાકી મંય ગોવાલન નહીં એ કાલો કાન,
મંય પનોતી, પરણ્યો મોરો અજમેરી હનમાન...ઝુમ૦

૮

**સખીઓ**:-અલબેલી જોબન ઘેલી, ના ચાલ તું લચકાતી,
**મમતા**:-જા જા આતે શી હાંસી ? લવલેશ ના લજવાતી;
**સખીઓ**:-નયનો નાચે શ્યા ત્હારાં, મદભર ઘેરાં મદમાળાં,
વેરણ રાતલડી વીતી એ કહેતી આ આંખો રાતી
**અલબેલી૦**

**મમતાઃ**-જેવાં અંતર પોતાનાં તેવાં બીજાનાં ધારે,

**સખીઓઃ**-સર્વે સ. જાતું અમને સજની તુજ આંખ ઇશારે,

વાહ ! શી આતો નવાઇ ! !

**મમતાઃ**-બસચુપ.......................................અલબેલી૦

૯

**સખીઓઃ**-અંતર ઉમળકા બહુઆવે, દીલડાંના દર્દ છુપાવે,

જોબનની ઘેલી આમ શું, અમોપર મિથ્યા રોષ જણાવે,

**મમતાઃ**-હવે જા જા દીવાની નિર્લજ તું શીદ સતાવે...દીલડાંના૦

જુવાની બ્હેની સૌને આવે,...........

**સખીઓઃ**-અરે વાહ વાહ ધૂતારી મનભાવે વાત ઉડાવે

દીલડાંનાં૦

૧૦

**મમતાઃ**-

કુદરત કરામત અનેરી તુજરંગ શ્યા શ્યા બતાવે,
અભિમાન ગુમાન શ્યાના ? દીન એક અંત આવે;
મિથ્યા ગુમાન મસ્તી, ફાની તમામ હસ્તી,
મૃગનીર મોહમાયા, સુખ લેશ ત્યાં ન આવે...કુદરત૦
પિંજર તજીને ખાલી, જવ હંસ જાય ચાલી,
ખોટી જહાંન ખ્યાલી, ભ્રમણા તને ભુલાવે....કુદરત૦

૧૧

**રણુ**:-**અબજોના બંધન એં ધાણુ, માલવપતિ સમાછો પ્રાણ**
**જોહરગઢ** ઉપર જઇ ફેંકો મારા **સખીલુટેરા બાણુ;**
**ઝવેર:-સેવક ધર્મે** નાખ્યા પાસ, હું છું દુ:ખીઓ **દુર્ગાદાસ**
**માધવજી શીંદેને** કરમે રહેતા કજીયાને કંકાસ;
**રણુ**:-**ઝાંસીનીરાણી** જેવી હું મારા તમે **દીવાન;**
**ઝવેર**:-હાંકેરાખો હાંકેરાખો હળવે ઉગે **ઉદયભાણુ,**
**દીલબર ઉમાદેવડી જેવી બંને લઇશું જીવન લ્હાણુ,**
**બાબત આમ, હરેરામ, હરેરામ, બોલો રામ-અબજોના૦**

૧૨

**સરલા**:-
માતપીતા સ્નેહી સકળ, મતલબના ચહાનાર,
સાચું સંગી કો' નહીં, સ્વાર્થીયો સંસાર;
સુખની આશા ગઇ, મનની મનમાં રહી,
પાલક કરમાં શસ્ત્ર ધરે ત્યાં બચાવ નહીં,
ફરિયાદ નહીં મમતા સકલ સરી
દુનિયાં વિષથી ભરી-સુખ૦






# અંક બીજો.

૧૩

**સખીઓઃ**-રૂડાં આશો પાલવના વૃક્ષ કે ચંપા ઝુલતારે બેન,
મ્હેંકે જાઇ જુઇ ગુલબાસ કે ડોલર ફુલતારે બેન
આંબલીયાની ડાળે બેસી કોયલ મધુરાશ્યા ટહુકા કરતી
હૈયાને હરખાવે અંતર રસ ભરેરે બેન-રૂડાં.

**મમતાઃ**-નંદન વન સમ શોભતાં, સુંદર મદનોદ્યાન,
પક્ષી રાગ આલાપતાં, બુલબુલ લેતાં તાન-આંબલીયાની૦

૧૪

**સખીઓઃ**-આલિ અધીરી કેમ થાય અલબેલડી,
શમતા સંભાળ તું સાહેલડી;

**મમતાઃ**-જાજા ધુતારી છેક છેડ નહીં સારી, દુર જા, જા, જા,
મિથ્યા વચન વદનારી ચીબાવલી ના, ના, થા,

**સખીઓઃ**-જોબનની જોગણુ તું કેમ બની આકળી ?
બાળા વિજોગણુ થઇ શાને બેબાકળી ?
વૃક્ષ વિણુ રીબાતી વેલડી....હાં....હાં....આલિ૦

૧૫

**સખીઓઃ**-બ્રીફ કયમ છોડે બેરીસ્ટર, બધો છે ભેદી લવમેટર,
તમો અમ સખીના, દર્દી દીલના છોજી કલેવર
સોલીસીટર,

જીભલડી ખોલ બની કયમ સ્ટોપ ?
ગયો ક્યાં પહેલાંનો સૌ રોફ ?

**મમતાઃ**–જવાદે સટરપટર !

**સખીઓઃ**–બન્યાજી રજીસ્ટર
અધીરી બની, બની કાં લખ્યા લાખો **લેટર ?**
વાત પુછેછે જયુરી તુજને ખરો ખુલાસો **કર**

**મમતાઃ**–એમ ?

**સખીઓઃ**–યસ માય સર........................પ્રીફ૦

૧૬

**સરલાઃ**–

આશા નિરાશા તત્વથી, આ જગત સરજાયેલ **છે,**
મમત શાના ધારવા ? સૌ મનસુબાના મહેલ **છે;**
આજ જેને બારણે, ડંકા વિજયના વાગતા,
કાલ તે કંગાલ થઇ ભિક્ષા ઘરોઘર માગતા;
નવખંડ ધરતી સરકરી, જેણે વગાડી હાક છે,
સ્મશાનમાં આજે જરા તેની રહી ના ખાક છે.

૧૭

**સરલાઃ**–

અવિનાશી આધાર એક તારો, રે' મારી નૌકાને પાર **ઉતારો,**
ભવ સાગરમાં ભૂલી પડી હું દુઃખી, વિઠ્ઠલ આશરો **તમારો–**

સીતાને તારા તેં લીધી ઉગારી, યશ આપ્યો તેં આફ્નો વિદારી
સ્થંભ તોડી દૈત્ય માર્યો, વેળા વિચારજે તું મ્હારી—

૧૮

ઝવેરઃ—એ રાધા ઘેલી ન થા, મતવાલી માની જા,
જોબનીયાંનાં રંગ ચાર દિવસના;
રણુઃ—કુંવર કોડીલા કાન, મારા ભાગે ઇરાન,
લલના લોભાણી રાજ ડુબી ગઇ રસમાં....રાધા૦
ઝવેરઃ—શ્રીમતિ મંજરી કાદમ્બરી કામલત્તા તું મધુર
બંસરી
રણુઃ—મારા નટવર ગોપાળ, ગોરીના છો ગોવાળ,
ઘેલા દીવાના રાજ, મોહી રહી મહારાજ....રાધા૦

૧૯

ઝવેરઃ—
સ્ટુપીટ ડબલ બ્લૅગાર્ડ, જરૂર જાવાના જમને દ્વાર,
પકડી જકડી પટકી છળથી, બળથી કળથી કરૂં હું ઠાર;
એ કુટિલ નીચનાર સાર્થીદાર નથી હવે બચનાર,
લાખવાર થાય ઠાર તોપણ કદાપિ હેન્ડ સ્ટોપ ના થનાર,
શીરતોડું, લોહી ચુસું, પીસીશ પંજામાંહી, એ દુષ્ટો બને
ખુવાર—સ્ટુ૦



# અંક ત્રીજો.

૨૦

સરલા –

નાથ કૃપાળુ તું જગત્રાતા, સંકટ હર્તા ભાગ્ય વિધાતા–નાથ.
દીન કરધારી તારો બિકમજી, તું દુઃખીયારીનો છે સુખદાતા-નાથ.
નમન કરી તવ ચરણે, યાચું ગિરીવરધારી ત્રિભુવન ત્રાતા–નાથ.

૨૧

રણુ–મન મંદિરીએ સાજન સ્થાપ્યા, રઢીયાળા મમ વાલમા,
તેગઃ–રસભર જોબન રમ્ય રસીલી, મનહર મુખ મલકાવના;
રણુઃ–અંતર સાગર આજ ઉછળીયા, માનીતા મન મોહન મળીયા;
તેગઃ–શ્યામા તનમનધન સૌ અર્પણ, અલબેલી તલસાવના–મન.
ચતુર ચતુરા ચંપકવરણી, નયને નમણી અમૃતઝરણી,
રણુઃ–મનઃસ્તાપના દુઃખમય દીવસ, ગયા સકળ મમ સાજના–

૨૨

મમતાઃ–

દોરંગી દુનિયાં છે બહુરંગી હાલત એક નહીં,
રંગી બેરંગી બહુ બહુ જીવો વીચરે આ સૃષ્ટિ મહીં;
ચાર દીવસના જીવન માટે જગવિષે પાપ થતાં કંઈ,
કાળ તણી જ્યાં ફાળ પડી ત્યાં, આશા જ્યાંની ત્યાંજ રહી;
કુદરત કુસંગ ચાહત કુશળ, રહેહી બડા અફસોસ,
સાગરકો મંડ્પા ઘટગો, જબ રાવન પડા પડોશ-ચાર૦

૨૩

**મમતાઃ**-પર ઉપકારે તે જન રાચે, ઉજવળ જેનાં ચિત્ત,
યોગી જનથી એહ વધારે, વંદન યોગ પુનિત;
પરમાર્થે જીવન યશહાઇ કરે, નર શ્રેષ્ઠ જગત્‌માં તેહ ઠરે,
સુરગંગાથી નિર્મળ જેનાં વારિ પરમ પવિત્ર-પર૦
**મહતાબ**-નવ સત્ય પ્રેમી નિંદાથી ડરે, જયમ નિર્ભય
કેશરી વન વીચરે,
જીવન મંત્ર તેં આપ્યો બાળા, ઉદાર ખરી ખચિત્ત,
તું છે ઉદાર ખરી ખચિત્ત................................



ૐ શાન્તિ !! શાન્તિ !! શાન્તિ !!

સમાપ્ત.



